॥ ૐ શ્રી ॥

# સૌભાગ્યનો સિંહ

## નાટકનાં ગાયનો.

પ્રસિદ્ધ કરનારઃ—


બાપુલાલ બી. નાયક

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

ડુબાસ થીએટર, મુંબઇ.



આવૃત્તિ ૧ લી. ] [ પ્રત પાંચ હજાર.





સંવત્ ૧૯૮૧. સને ૧૯૨૫.

મૂલ્ય ૪ આના.

પ્રસિદ્ધ કરનારઃ—બાપુલાલ બી. નાયક,
ડુબાસ થીએટર, મુંબઈ, ૪.

છાપનારઃ—મગનલાલ જગજીવનદાસ, ( ૧૩૪૪×૮૧ )
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૨૨, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩.

# નિવેદન.

મુંબઇ ગુજરાતી નાટક મંડળીની સેવાથી આપ અજ્ઞાત નથી. ઘણા પ્રયોગોથી આપનું મન રંજન થયું છે. લાંબી મુસાફરી કરી પાછી આજે આપની સેવામાં કંપની હાજર થઇ છે. મુંબઇની રંગભૂમિ દિન પ્રતિ દિન નવાં નવાં રૂપ ધરતી જાય છે અને જનરૂચી બદલાતી જાય છે, તેથી હાલનું વાતાવરણ લક્ષમાં રાખી અમારી કંપનીની મૂળ પદ્ધતિને વળગી રહી કેટલાક પ્રસંગો અને કેટલીક સામગ્રીની સમયાનુસાર યોજના કરી છે. કોઇપણ મનુષ્ય સંપૂર્ણ નથી તો તેની કૃતિમાં અપૂર્ણતા હોય એ સંભવિત છે. સર્વાંશે પૂર્ણ તો એક "પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન"જ છે, તેથી આ આપની સેવામાં રજુ કરેલા પ્રયોગમાં ખામીઓ જણાય તો આપ ઉદારવૃત્તિથી ક્ષમા આપશો, અને જે કંઇ ખામી જણાય તે મને જણાવવા કૃપા કરશો તો બીજા નવીન પ્રયોગોમાં બનતા સુધી સંભાળ રાખવા યત્ન કરીશ. હવે આ પ્રયોગ માટે બે બોલ જણાવવાની રજા લઉંછું.

વિક્રમ, ભોજ અને અકબરના ઉદાર ચરિત્રોની અનેક દંતકથાઓ છે. તેમાં કયી વાર્તા ઐતિહાસિક છે અને કયી કાલ્પનિક છે, તેનો નિર્ણય સંતોષકારક થઈ શકતો નથી. આ પ્રયોગમાં યોજેલા પ્રસંગો કેટલાક જૂદા જૂદા વાર્તાકારોના મુખથી સાંભળેલા તેમજ કેટલાક પુસ્તકોમાં વાંચેલા અને તે બધા બનાવો અકબર બાદશાહના સમયનાજ. પણ રાજપુત રાજા અને રાજ્યનગરના નામ જૂદા જૂદાના મુખેથી જૂદાં જૂદાં સાંભળેલા, તેથી કયા રાજાનો અને કયા રાજ્યનો આ બનાવ છે તેનો નિર્ણય કરવામાં બહુ ગુંચવણી ઉભી થઇ; તેથી અકબર બાદશાહનો સમય કાયમ રાખી રાજપુત રાજા અને તેના નગરની કલ્પિત યોજના કરી જૂદી જૂદી વાર્તાઓને સાથે ગુંથી એકજ પાત્રમાં ઘટના ઘડી મૂળ પાત્રોની

પાત્રતાને બાધ ન આવે એવી રીતે આ નાટકની રચના કરી છે. તેના બધા પ્રસંગો ઐતિહાસિકજ છે એમ હું કહેતો નથી, પણ એ પ્રસંગો પાત્રોને સંભવિત છે એમ આપને પણ સહજમાંજ જણાશે. વળી જો આ ઈતિહાસ માટે યોગ્ય ચર્ચા ચાલશે તો સાચો ઇતિહાસ બહાર આવશે એ પણ મારા પ્રયોગનો શ્રમ હું સફળ થયો માનીશ.

અંતમાં આ નાટકના કેટલાક પ્રસંગોના લેખમાં મારા સ્નેહિ મી૦ ઉપાધ્યાય વકીલે મને જે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનુંછું.

અક્ષય તૃતીયા,
સંવત્ ૧૯૮૧,
દુબાસ થીએટર;
મુંબઈ.

આપનો સ્નેહાભિલાષી

બાપુલાલ.



## પુરૂષ પાત્રો.



**માનસિંહ**.........સૌભાગ્યનગરનો રાજા (સૌભાગ્યનો સિંહ).

**સામંતરાજ**.........રાજાનો અંગરક્ષક, ભાયાત.

**અકબર**............દિલ્હીનો બાદશાહ.

**સિપેહસાલાર**......બાદશાહનો સેનાપતિ.

**ધનેશ્વર**.............રાજજોષી.

**શંકર (ઘાયલ કવિ)**..તેનો પુત્ર.

**કામેશ્વર**............પુરાણી.

**રમતારામ**..........ઘાયલ કવિનો મિત્ર.

તે ઉપરાંત સામંતો, મોગલ દરબારીઓ, લશ્કર, પ્રજાજન, નટ વગેરે.



## સ્ત્રી પાત્રો.



**ચંદ્રબા**.............માનસિંહની પટરાણી.

**સુભદ્રા**.............એક નિરાધાર રાજપુત બાળા, બડી બેગમની આશ્રિત, માનસિંહની નવી રાણી.

**સુરંગી**..............તેની સખી.

**બડી બેગમ**.........બાદશાહની માનીતી બેગમ.

**ચંપા**................ચંદ્રબાની વિશ્વાસુ દાસી.

**સાધ્વી**...............બુંદેલખંડનાં જાગીરદાર.

**નર્મદા**...............પુરાણીની સ્ત્રી.

**પાર્વતી**.............તેની પુત્રી, ઘાયલ કવિની પ્રિયતમા.

તે ઉપરાંત સખીઓ, દાસીઓ, રાજપુત વીરાંગનાઓ, બેગમો, કંચનીઓ વગેરે.



# નાટકની રૂપરેખા.

## મંગલાચરણ અને વસ્તુસૂચન.

### પ્રવેશ ૧ લો—સ્થળઃ-દિલ્હીમાં જનાના દરબાર.

અકબર બાદશાહની માનીતી રાજપુત બેગમની સાલગીરી. અભિમાનમાં છકી ગએલી બડી બેગમે બીજી સ્ત્રીઓ પાસે ગુલામગીરી કરાવવી જેથી સુભદ્રા નામની રાજપુત બાળાએ તિરસ્કાર બતાવવો. બેગમનું તેને શાહી જનાનામાં બેસાડવાની અને ગુલામગીરી કરાવવાની ધમકી આપી ચાલ્યા જવું. સુભદ્રાની સખી સુરંગીનું ગભરાવું પણ સુભદ્રાએ પોતાનું રક્ષણ કરવા સૌભાગ્ય નગરના રાજા માનસિંહને પ્રેમપત્રિકા લખી છે તેથી જરૂર "સૌભાગ્યનો સિંહ" પોતાની વ્હારે ચડશે, અને શ્રી પરમાત્મા સર્વ વિઘ્નો દૂર કરશે એવી અડગ શ્રદ્ધા ધરવી.

### પ્રવેશ ૨ જો—સ્થળઃ-સૌભાગ્યનગરનો રાજમહેલ.

રાજા માનસિંહ અને સામંતોનો સંકેત. રાજા-રાણી વચ્ચે પ્રેમ અને ધર્મનો ટુંક વાદવિવાદ. પ્રેમ કરતાં ધર્મ શ્રેષ્ટ છે એમ સમજાવી સુભદ્રાનું હરણ કરી લાવવા રાણીની સમતિ મેળવી રાજા અને તેના અંગરક્ષક સામંતનું દિલ્હી તરફ પ્રયાણ.

### પ્રવેશ ૩ જો—સ્થળઃ-દિલ્હીમાં સાઠમારીનો સભામંડપ.

"પીંજરામાં પૂરેલા વિક્રાળ સિંહનો કાન પકડી બહાર લાવી જે શિકાર કરે તેને શીરપાવ." આ ખબર સાંભળી રાજા અને સામંતનું સભા ગંડપમાં આવવું. બીજા કોઇની પણ હિંમત નહિ ચાલતાં છેવટે રાજાએ સિંહને મારવો. શહેનશાહ અકબરે પ્રસન્ન થઇ તેને શીરપાવ લેવા કહેવું પણ રાજા પોતે નહિ લેતાં તેના અંગરક્ષકને આપવાનું કહી પોતે રાજા તરીકે જાહેર નહિ થતાં સૌભાગ્યનગરના એક સરદાર તરીકે ઓળખાણ આપી હલકી સ્ત્રીને વશ થઇ પડયા માટે બાદશાહને કટાક્ષ કરવો. દરબારનું ઉશ્કેરાવું, પણ રાજનીતિજ્ઞ અકબરે કુશળતાથી પ્રસંગને બદલાવી અંગરક્ષકને શીરપાવ આપી વિદાય કરવો.

**પ્રવેશ ૪ થો—સ્થળ:-દિલ્હીના શત્રુવાસનો એક ભાગ.**

સુભદ્રા અને સુરંગીને રાજા અને સામંતે છુપી રીતે લેઇ જવાં. પાછળથી બેગમનું આવવું. હકીકત જાણી બાદશાહને ઉશ્કેરી સુભદ્રા અને તેનું હરણ કરનારને બાંધી પકડી લાવવા ઘોડેસ્વાર લશ્કરની ટુકડીને મોકલવી.

**પ્રવેશ ૫ મો-સ્થળ:-દિલ્હી પાસે ગરાસીયાઓનું ગામડું.**

ગરાસીયાઓએ રાજાને સ્વાગત કરવા રોકેલ છે ત્યાં બાદશાહી લશ્કરી ટુકડી આવવાના ખબર થવા. ગરાસીયાઓએ રાજા તથા સુભદ્રાને સૌભાગ્યનગર પહોંચતાં સુધી બાદશાહી ટુકડીને અટકાવી મરણીયા થઇ તેમની સામે લડવાનો નિશ્ચય કરવો. બાદશાહી ટુકડીનું આવી પહોંચવું. ગરાસીયા તથા બાદશાહી લશ્કરની ઝપાઝપી. શૂરવીર રાજપુતો અને વીર રાજપુતાણીઓએ છેવટ સુધી લડવું અને રાજાનું સુભદ્રા સાથે તેજી ઘોડાની મદદથી સૌભાગ્યનગર પહોંચી જવું.

**પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળ:-રાજજોષીનું ઘર.**

ભોળા લોકને ઠગનારા જોષી મહારાજના જોષ અને તેના પુત્ર ઘાયલ કવિની પોતાની પ્રિયતમા માટે ઘેલછા. ઘાયલ કવિના ભવિષ્યના સસરા પુરાણીનું કુળાભિમાન. ઘાયલ કવિની પુરાણીની પુત્રીનેજ પરણવાની પ્રતિજ્ઞા. ઘાયલ જોડાંનો પ્રેમાલાપ. દરમ્યાન સુભદ્રાનો ત્યાગ કરાવવા રાણીનો પોતાની વિશ્વાસુ દાસી મારફત પ્રપંચ.

**પ્રવેશ ૭ મો—સ્થળ:-સૌભાગ્યનગરમાં ખાનગી દરબાર.**

સુભદ્રા અશુભ પગલાંની છે અને તેના કર્મમાં વૈધવ્ય છે, તેમજ જે રાજ્યમાં તે રહે તે રાજ્યનો તેમજ પ્રજાનો વિનાશ થાય, એવી બનાવટી પ્રપંચભરી ખોટી કુંડળી જોષીએ બનાવી લાવવી અને દરબારમાં વાંચી સંભળાવવી. તે સાંભળી રાજ્યના અગ્રેસર સામંતોનું સુભદ્રાનો ત્યાગ કરવા રાજાને દબાણ કરવું. પ્રેમવશ રાજાની વિહ્વળતા. પહાડી વનમાં દેવીના મંદિરમાં સુભદ્રાને છુપી રીતે મોકલી દેવા નિશ્ચય.

**પ્રવેશ ૮ મો—સ્થળ:-સુભદ્રાનું શયનગૃહ.**

સુભદ્રાને બેચેની, હૃદયદાહ ! નિદ્રાવશ થવા કસુંબો લેઈ પોઢી જવું. રાજાનું આવવું. રાજાની મનોદશા. પ્રેમ અને ધર્મનું હૃદયમાં ચાલતું યુદ્ધ. પ્રજાવત્સલ રાજાનો ધર્મ. સુભદ્રાનો ત્યાગ અને રાજાની મૂર્છા.

ટેબ્લો.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો—સ્થળ:-બેગમનો મહેલ.

સૌભાગ્યનગર ચડાઇ લઈ બાદશાહે પોતે જવું, પણ વીરતાના કદરદાન ઉદારશાહ રાજપુતોથી છેતરાય નહિ તેથી સાવચેતી રાખવા સિપેહસાલારને બેગમે ભલામણ કરવી, અને "સૌભાગ્યના સિંહ"ને તેમજ તેની રાણી અને સુભદ્રાને પોતાની ગુલામગીરી કરાવવા બાંધી લાવવા હુકમ કરવો.

## પ્રવેશ ૨ જો—સ્થળ:-દેવીના મંદિર પાસેનો આશ્રમ.

બુંદેલખંડનાં જાગીરદાર બાઇએ તેમની જાગીરો જપ્ત થવાથી આશ્રમમાં બાળાઓને પવિત્ર શિક્ષણ આપવું. પાસેના રણમાં પાણી વગર તરફડતા બાદશાહના પ્રાણને બચાવવા ઘોડેસ્વાર પાણી લેવા આવ્યો હતો તેને સુભદ્રાએ સાકરીયા પાણીમાં લીંબુનો રસ નાખી મોકલાવેલ છે એ સમાચાર સાધ્વી બાઇને સુભદ્રાએ કહેવા, તેટલામાં અકબરનું સિપેહસાલાર સાથે પોતાના પ્રાણ બચાવનારને બક્ષીસ આપવા આવવું, બાળાઓ, સુભદ્રા, સાધ્વી અને અકબર વચ્ચે કેટલીક અર્થસૂચક ચર્ચા. બાદશાહનું અત્યંત પ્રસન્ન થવું અને કલ્યાણીના નામે ઓળખાતી સુભદ્રાને પ્રાણદાન માટે પ્રશ્ચિત્ત માગવા કહેવું. પ્રસંગે માગીશ એમ કહેવાથી સુભદ્રાને બેટી કહી પોતાના સિક્કાનો રૂકો લખી આપવો.

## પ્રવેશ ૩ જો—સ્થળ:-સામંતરાજનો બગીચો.

સુરંગી અને સખીઓનો વિનોદ. સામંતરાજે સાદમારીના દરબારમાં બાદશાહે આપેલો શીરપાવ સુરંગીને પ્રેમની ભેટ તરીકે પહેરવા કહેવો. પ્રેમી જોડાંનો આનંદ.

## પ્રવેશ ૪ થો—સ્થળ:-રાજાનું ઉદ્યાન.

સુભદ્રાના વિરહનો સંતાપ મટાડવા અને આનંદ વિલાસમાં લાવવા રાણી ચંદ્રબાનો પ્રયત્ન. સુભદ્રા વગર રાજાને વિલાસ વિષમય લાગવાથી રાણીની નિરાશા. રાજાનો પોતા પ્રત્યે સ્નેહ નથી તેમજ હવે થવાનો પણ નથી એવી ખાત્રી થવી. બાદશાહે આપેલો શીરપાવ પહેરી સુરંગીનું આવવું. બાદશાહી પોષાક ઉપર રાણીનું લલચાવું. 'જેને ત્યાં આપી દેવાની આવી વસ્તુઓ છે

તો તેની બેગમોને પહેરવાનાં વસ્ત્રાલંકાર કેવાં હશે ’ એવી રાણીની કલ્પના. લડાઈની ખબર. વડારણોએ યુદ્ધગીત ગાઇ રાજાને લડાઈમાં જવા વિદાયગીરી આપવી.

## પ્રવેશ ૫ મો—સ્થળ:-પુરાણીનું ઘર.

ઘાયલ કવિનું પ્રિયાનાં દર્શન માટે વેષ બદલી પોતાના મિત્ર મારફત પુરાણીને ત્યાં નોકરી રહેવા આવવું. પુરાણીએ તેને જોઇ પ્રસન્ન થઇ નોકરીમાં રાખવો. ઘાયલ જોડાંનો મેળાપ. પુરાણી મહારાજનું ગભરાવું. ઘાયલ જોડાંની ચતુરાઇ. પુરાણીને ઘાયલ કવિએ પાન ખવરાવવું. ધાંધલમાં ઘાયલ કવિનો વેષ ખુલ્લો પડી જવો. પુરાણીનું ઉશ્કેરાવું. ઘાયલ કવિના મિત્ર રમતારામને ધમકી. ઘાયલ કવિએ ચિઠ્ઠી મોકલવી. “પાનમાં તમને ઝેર આપ્યું છે” એમ વાંચી પુરાણીનો ગભરાટ. મુએલો છું કે જીવતો તેની પુરાણીને શંકા! સ્ત્રીનું વસીયતનામું. ઝેર ઉતારનાર રમતારામના વૈદ્યગુરૂના વેષમાં ઘાયલ કવિનું આવવું. ઝેર ઉતારવાના બદલામાં જે માગીશ તે દઇશ એવો લેખ લખાવવો. ઘાયલ કવિનું ખુલ્લા પડવું. લેખમાં બનવું. પુરાણીએ ધમકી આપી ઘાયલ કવિને કાઢી મૂકવો. ઘાયલ કવિનો બીજો દાવ રમવાનો નિશ્ચય.

## પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળ:-લડાઈનું મેદાન.

શૂરા રાજપુતોનું મરણીયા થઇ લડવું. અકબરનો ગભરાટ. સિપેહસાલાર અને રાજાનું ધર્મયુદ્ધ. સિપેહસાલારનો ઘોડો જખ્મી થવાથી સિપેહસાલારનુ ઘોડા સાથે નીચે પડવું. પડેલાપર ઘા કરવો એ ક્ષત્રિય ધર્મ નહિ હોવાથી જમીન ઉપર યુદ્ધ કરવાનું કહી રાજાનું ઘોડા ઉપરથી નીચે ઉતરવું. યુદ્ધમાં સિપેહસાલારની તલવાર પડી જવી. સિપેહસાલાર સામે રાજાએ ઉગામેલો ઘા રાજાએ અટકાવવો. બીન હથીયાર ઉપર ઘા કરવો એ કામ કાયરનું છે એમ રાજાએ કહી સિપેહસાલારને તલવાર લેવા કહેવું. અકબરે, રાજાની વીરતા અને ઉદારતાથી પ્રસન્ન થઇ રાજાને ભેટી પડવું. રાજાને અકબરે પકડયા એમ સમજી સામંત, બાદશાહને મારવા જતો ઘા રાજાએ પોતાની ઢાલ ઉપર ઝીલી બાદશાહને બચાવવો, આથી સામંત ઉશ્કેરાઇ બાદશાહ પર બીજો ઘા કરવા જતાં રાજાએ તેની પાસેથી તલવાર લેઇ લેવી. બાદશાહને રાજાએ બે વખત જીવિતદાન આપવાથી બાદશાહે લડાઇ બંધ કરી સુલેહનો વાવટો દેખાડવો. સુલેહની

સરત માટે સિપેહસાલારની સખ્તાઇ. રાજા અને સામંતનું ઉશ્કેરાવું. છતાં ન્યાયપ્રિયધર્મી શાહે બીન સરતે સુલેહકરી બડી ફજરમાં કુચ કરવા હુકમ આપવો.

## પ્રવેશ ૭ મો—સ્થળ:-સૌભાગ્યનગરનો રણવાસ.

દિલ્હીના જનાનાના ચિત્રોવાળું પુસ્તક જોઇ રાણી ચંદ્રબાને બાદશાહી વૈભવ ભોગવવા મોહ થવો અને પોતાની વિશ્વાસુ દાસી પાસે પોતાનું અંતર ખોલવું. દાસીએ ફીટકાર આપી પતિવ્રતાનો ધર્મ સમજાવવો. સુલેહના સમાચાર સાંભળી રાણીનું નિરાશ થવું. રણવાસમાં રાજપુત દાસીઓનો ખુલ્લી તલવારે પહેરો રખાવવા અને તેનાપર દેખરેખ રાખવા સુરંગીને સામંતે સંદેશો મોકલવો.

## પ્રવેશ ૮ મો—સ્થળ:-સૌભાગ્યનગરના રણવાસનો એક ભાગ.

સુરંગીની ચોકી. પુરૂષ પોષાકમાં રાણીનું બાદશાહની છાવણીમાં જવા બહાર નીકળવું. સુરંગીએ રાણીને ઓળખી અંદર મોકલી દેવી. પહેરાનું બદલાવું. રાણીની વિશ્વાસુ દાસીનો પહેરો જોઈ રાણીએ બાદશાહને પત્ર આપવા કહેવું. દાસીએ ઉશ્કેરાઈ ના પાડવી જેથી ગુસ્સે થઈ રાણીએ તેનું ખૂન કરી નાસી જવું. દાસીની બુમથી બીજી દાસીઓનું આવવું અને ચંપાને ખંજર વાગેલું જોઇ ગભરાવું. ચંપાએ ઇશારતથી કાગળ-પેન્સીલ માગી ધ્રૂજતા હાથે પત્ર લખી આપવો. પાછળથી બાદશાહની છાવણીમાં રાણીનું જઈ પહોંચવું. બાદશાહે રાણીને દિલ્હી લેઇ જવી.



## અંક ૩ જો.



### પ્રવેશ ૧ લો—સ્થળ:-માર્ગમાં નટ લોકોનો ઉતારો.

પોતાની કળાના કદરદાન અને વર્ષાસન બાંધી આપનાર અન્નદાતાની ખિન્નતાથી કળાવાન નટોનું દીલગીર થવું, અને રાજાના ફરમાન મુજબ નટ વેષધારી રાજા સાથે દિલ્હી જવા કબુલ થવું. જો તમે આફતમાં હશો તો સૌભાગ્યનગરનો એક પણ વંશ રહેશે તો તેના ભાણામાં તમારો ભાગ છે એમ સામંતે નટ લોકોને ખાત્રી આપવી અને સર્વેનું દિલ્હી તરફ વિદાય થવું.

### પ્રવેશ ૨ જો—સ્થળ:-પુરાણીનું ઘર.

ઘાયલ પતિને પરણવા ઘાયલ પત્નીનો નિશ્ચય અને પોતાની માને પોતાના પક્ષમાં મેળવવી. માદીકરીનો બંનેએ મળી પુરાણીને ઠેકાણે લાવવાનો ઠરાવ. ઘાયલ કવિ આપઘાત કરી મરી ગયો છે ને તે ભૂત થયો છે એવો ગપગોળો ઉડાડવો. દીકરી ગાંડી થઇ છે, કવિતાઓ ગાય છે અને લવારો કરે છે એમ સાંભળી પુરાણી બાવાનું રૂદન, અને ઘાયલ કવિ ભૂત થઇ તેને વળગ્યો છે એવો વ્હેમ. વૈદ, હકીમ, ભુવા અને જતિને શોધવાની ઉતાવળ. દીકરીનો વધતો જતો લવારો. કાશીથી પધારેલા સાધુ વેષે ઘાયલ કવિનું આવવું. રોગ અને ભૂતની પરીક્ષા. પાર્વતીની હાએહા કરવાથીજ શાન્તિ વળશે એમ જણાવવું. હાએહામાં ઘાયલ જોડાંનાં લગ્ન કરી દેવાં. ભેદ ખુલ્લો પડતાં પુરાણી મહારાજનું ચકિત થવું સર્વેની સંમતિ અને વિધાતાના લેખ સમજી પુરાણીનું શાન્ત થવું અને વરઘોડીયાંને દેવીનાં દર્શને લેઇ જવાં.

### પ્રવેશ ૩ જો—સ્થળ:-દિલ્હીમાં બેગમનો મહેલ.

બેગમનો ઉત્સાહ. બાદશાહ વિજય કરી રાજા, રાણી અને સુભદ્રાને પકડી લાવ્યા હશે એવી આશામાં બાદશાહનું ઉમંગ ભર્યું સ્વાગત, બાદશાહના મુખેથી શત્રુ રાજાનાં વખાણ સાંભળી બેગમનું ખીજાવું અને બાદશાહને મ્હેણાં મારવાં. બેગમની બાદ-

૫૨૧૪૨



શાહ પ્રત્યેના વર્તણુંકથી રાણીએ નિરાશ થવું, અને બાદશાહના મુખેથી પોતાના પતિનાં વખાણ સાંભળી પતિ તરફ માન થવું. રાણીને લુંડી બનાવવા પકડી મંગાવવી હતી એમ સાંભળી રાણીનો ગભરાટ. સુભદ્રાના હરણનો બદલો લેવા તેની રાણીને લેઈ આવ્યો છું એમ અકબરના મુખથી સાંભળી બેગમનું ખુશ થવું. બાદશાહનું જવું. પાછળથી બેગમ અને રાણી વચ્ચે ઝઘડો. રાણીનો અત્યંત પશ્ચાતાપ. ગુજરાતથી નટ આવેલા છે એમ સાંભળી રાણીને ખુશી કરવા જનાની મહેલ આગળ દોર નાખી રમત કરવાનો હુકમ.

**પ્રવેશ ૪ થો—સ્થળ:-જનાની મહેલનો પાછલો ભાગ.**

નટની રમત, નટવેષધારી રાજાનું રાણીને જોઇ ઉશ્કેરાવું. રાણીને પતિનું ઓળખાણ. બેગમની શંકા. રમત બંધ કરાવી બેગમનું ચાલ્યા જવું. સર્વ નટને લેઈ દિલ્હી છોડી જવા સામંતને રાજાની આજ્ઞા અને દોર ઉપરથી રાણીના મહેલમાં જઈ તેને ઉપાડી લાવવા નિશ્ચય.

**પ્રવેશ ૫ મો—સ્થળ:—જનાનાનો એક ભાગ.**

રાણીનો હૃદયદ્રાવક પશ્ચાત્તાપ. રાજાનું આવવું. રાણીને માર્મિક વચન બાણના પ્રહારો. રાણીનું રૂદન. ઘોર અપરાધ માટે જીવતી ભીંતમાં ચણાવી દેવાની સખ્તમાં સખ્ત શિક્ષા ભોગવવાની કબુલાત. બેગમનું આવવું. રાજાને પકડવા હુકમ. યુદ્ધ. રાણીનો બેગમને ફીટકાર. રાજા પકડાયાની ખબર અને ભરદરબારમાં તેનો ન્યાય કરતી વખત બેગમ ખુદ હાજર રહેશે એવી બાદશાહને સૂચના.

**પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળ:—દેવીનું મંદિર.**

નવચંડીના પાઠમાં બેઠેલી સુભદ્રાને પતિ ઉપરની આફતનું સૂચન. માતા ભવાનીની પ્રસન્નતા માટે સાધ્વી બાઈનો વિશ્વાસ. સામંત અને સુરંગીનું આવવું. ચંપાના ધ્રૂજતા હાથે લખાએલી ચિઠ્ઠી ઉપરથી જોષીના તર્કટનું સમજાવું. વરઘોડીયાંને દેવીનાં દર્શન કરાવવા જોષી વગેરેનું આવવું, સુરંગીએ ચતુરાઇથી જોષી પાસેથી ભેદ કઢાવવો. સર્વેનું દિલ્હી તરફ પ્રયાણ.

**પ્રવેશ ૭ મો—સ્થળઃ—દિલ્હી દરબાર.**

રાજાનો ન્યાય. બેગમનો તિરસ્કાર. રાજાએ તેની સ્થિતિનું ભાન કરાવવું. બળાત્કારનાં લગ્ન તેમજ લગ્નના હક્ક. રાજાના અને ચક્રવર્તિના ધર્મની ચર્ચા. બાદશાહનું શાન્ત થવું. બેગમનું ઉશ્કેરાવું. સાઠમારીના દરબારમાં પોતાને હલકી કહી કરેલા અપમાન માટે ન્યાય માગવો અને સુભદ્રા સાથેનાં લગ્ન અટકાવી બાદશાહની આબરૂ હલકી પાડી તેની સજા માટે સુભદ્રા સાથે બાદશાહના નીકા કરવાની બેગમની હઠ. સુભદ્રાની બાદશાહને વિનવણી અને બેટી કહેલીના બાદશાહ બાપ છે એમ કહી દેવી મંદિરના આશ્રમની યાદી આપી સિક્કાવાળો રૂક્કો બતાવવો. જોપીના તર્કટનું ખુલ્લું થવું. તરસે તરફડતા પ્રાણ બચાવનાર પોતાની બેટી સુભદ્રાનો હાથ બાદશાહે રાજાને સોંપવો, અને વાજતેગાજતે જાન જોડાવી સૌભાગ્યનગર વિદાય કરવાની બાદશાહની ઇચ્છા. રાજા અને બાદશાહ વચ્ચે મિત્રતા અને રામ રહીમની સ્તુતિ સાથે નાટકની પૂર્ણાહુતિ.



॥ ॐ श्री ॥

परमात्मने नमः

# સૌભાગ્યનો સિંહ

## નાટકનાં ગાયનો.

---

### મંગલાચરણ.

સૂત્રધાર—શ્રી દેવી જગદંબે કરૂણાકર,
ત્રિશૂલ ધારી વિઘ્ન સકલ હર—શ્રી દેવી૦
અદ્ભુત શક્તિ આપ તણી મા,
અલ્પ મતિનો તમ બાળક આ
ગાય શું મહિમા આપ તણો મા,
માત દયાળી વાણીમાં તું બળભર—શ્રી દેવી૦
અણ સમજણને આપી બુદ્ધિ,
તેવી વિવિધ કળાથી ગુંથી.
નાટ્યકળા તે આજ ભજવીયે,
વિજય દે માતા કર અમીની નજર—શ્રી દેવી૦

બાળાઓ— ૨

જય જય ગરવી ગુજરાત, અમારી જય ગરવી ગુજરાત;
દીપે અરૂણ પ્રભાત, અમારી જય ગરવી ગુજરાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કુસુંબી પ્રેમશૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમ ભક્તિની રીત;
ઉંચી તુજ સુંદર જાત-અમારી.
ઉત્તરમાં અંબા માત, પૂરવમાં કાલીમાત;
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ;
છે સહાય મા સાક્ષાત-અમારી.

નદી તાપી નર્મદા જોય, મહી ને બીજી પણ હોય;
વળી જોય સુભટના જુદ્ધ રમણુ ને રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશીષ જયકર;
સંપ રહોયે સહુ જાત-અમારી.

તે અણુહીલવાડના રંગ, તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરેમાત,
શુભ શુકન દીસે મધ્યાન શોભશે વીતી ગઇ છે રાત;
જન ધુમે નર્મદા સાથ-અમારી.

(કવિ નર્મદ.)

૩

**સાહેલીઓ**—હાંરે મંગળ દિન છે આજનો,
હાંરે અવસર રૂડો આવ્યો નવા વર્ષનો;
મહારાણી માતનો—હાંરે.
પટરાણી પદ ભોગવે, સહુ બેગમમાં ખાસ;
ખુદાવિંદના પ્રાણુ છે પૂરણુ કરે સા આશ.
જીવો ગરીબ નિવાજ, સૌના સારે એ કાજ;
ભલી ભાતનો—હાંરે.

**સુભદ્રા**—

૪

મિથ્યા અભિમાન ધારે શું માનવી મિથ્યા અભિમાન ધારે,
પાંદડું ન હાલે પ્રભુ વિના, હુંપદના મદમાં;
ખાલી મૂરખ મરડાયે-મિથ્યા.

પાપ પુણ્ય પેલે ભવે થયાં હશે જે જે,
ભોગવીયે આ ભવ મહીં ક્રમે ક્રમે તે તે;
પુણ્યનું ફળ ધન સાહ્યબી, ઉપજાવે અતિ સુખ,
પૂરણુ થયે આવે પછી, પાપતણું ફળ દુઃખ.
વૈભવના મદમાં છકીને બને અંધ દીનપર ત્રાસ વરતાવે,
નીતિધર્મ પુણ્યને વિસારે પણુ પાપ ફળ દુઃખ જ્યારે આવે;
પટકાય પાપી ત્યારે પામરજન પીડાયે પાપ દુઃખ ભારે-મિથ્યા.

સુભદ્રા— ૫

દાદ મારી લેશે દીનદયાળુરે, મહેર કરશે માધવ એ માયાળુ.
રાખી દ્રૌપદીની લાજ, જેણે ભકતોને કાજ,
ગાયો ચારી કીધું છે ગોવાળું —દાદ૦
ધ્રુવજીને તાર્યા, પ્રહલાદજી ઉગાર્યા;
ગિરધારી વ્રજવાસીઓ બચાવ્યા, મને એનો આધાર;
કષ્ટ હરશે કિરતાર, મારો કૃષ્ણ અનંત કરૂણાળુ—દાદ૦

ચંદ્રબા— ૬

ચંદ્ર વિના કુમુદિની કરમાય,
કંથ વિના કામની પીડાય;
વિયોગ વેદના ના વેઠાય—ચંદ્ર૦
સ્નેહ સરિતા રસ સાગરમાં,
મળવા ધસી ધસી વેગે જાય;
સાગર હર્ષે થકી ઉભરાય,
એકરસ થઇ ઉભય કૃતાર્થ થાય—ચંદ્ર૦

૭

માનસિંહ—પ્રેમ સરોવરમાં પ્રિયે, વહે પ્રેમનાં પૂર;
હંસ હંસી પ્રેમી યુગલ, તરે બની મશગૂલ.
ચંદ્રબા— પ્રેમી પ્યારાં પંખીડાં,
સાહેલીયો—થાય જરાય ન દૂર;
ચંદ્રબા— પ્રેમી પ્રેમથકી જીવે,
માનસિંહ— પ્રેમ પ્રાણનું નૂર.

૮

ચંદ્રબા—પ્રિયે લખું કે શું લખું, કર્યા હજાર વિચાર,
ધ્વનિ થયો અંતર થકી મારા પ્રાણાધાર.
* * * *
બોલાવી કહી પ્રિયતમા સ્વપ્નામાં દઈ હાથ,
વરી ચૂકી હું ત્યારથી, માનસિંહ મહારાજ.
* * * *

બેગમ પરણાવે મને બાદશાહની સાથ,
દિલ્હીના રણવાસમાં વ્હારે આવો નાથ.
*  *  *  *
અબળા હું પરવશ પડી સુભદ્રા ક્ષત્રિય જાત,
સિંહ મને ઉગારશે પ્રેરે અંબા માત.

ચંદ્રભા— ૯

માગું એક પ્રણય તમારોરે,
અન્ય ન દાવો અમારોરે—માગું૦
અલંકાર કે ધન ના જોઇએ,
વિલાસ વૈભવપર ના મોહીએ;
સદા અમી નજરે નીહાળોરે—માગું૦

સખીઓ— ૧૦

આંખલડીમાં મદન તણી આ ભરી ખુમારી ભારી છે,
ઘાયલ કરનારી ભોગીને આતો નયન કટારી છે;
રૂમઝુમ રૂમઝુમ ચાલ ચટકતી મનહરનારી તારી છે—આંખ૦
મોહક મૂરતી મદથી ઝરતી મનવશ કરતી પ્યારી છે,
સુભદ્રા—જારે તું ઠગારી તું ધુતારી તું
તારી ફોક લવારી છે,
સખીઓ—આ જુવાનીની બીમારી છે—આંખલડી.

૧૧

સુભદ્રા— મળ્યા મનના માળી તાપ તનના ટાળી,
આજ પૂરી થઇ ભાગ્યશાળી;
આજે મારે મન સાચી દીવાળી,
પધાર્યા મંદિર વનમાળી.
માનસિંહ—આપીયાં અધિકમાન પ્રેમનાં કરાવ્યાં પાન
સુભદ્રા— નાના નથી કીધાં કાંઇ સન્માન,
ભાન ભૂલાવ્યા એ મીઠા મેહમાન
માનસિંહ—પ્રેમદાન આપ્યું એથી અધિક શું રૂપાળી–મળ્યા.

૧૨

**ઘાયલ કવિ**—ઘાયલના છે ભોગ, કોઇ ઘાયલ થાશો નહીં;
જબરો વળગે રોગ, જીવલેતાં છુટકો કરે.

* * *

ઘાયલને નહીં ભાન, ખાન પાન ભાવે નહીં;
નહીં શુદ્ધિ કે સાન, મુઆ છીએ કે જીવતા.

* * *

ઘાયલને છે રંગ, ઘાયલ છે શાહ બાદશાહ!
જીત્યો જીવન જંગ, જો સામે ઘાયલ મળે.

૧૩

**પાર્વતી**—તારા મુખડેથી મોહી હું તો વાલીડા,
નેણ ઝટકેથી ઘાયલ હું છું છેલડા—તારા૦
તનમન મેં અર્પ્યાં પ્રાણ કર્યા તુજપર કુરબાન,
બાલપણાની પ્રીતડી લાગી ન છુટે કદી પ્રિય પ્રાણ;
પ્રેમ ચટકે કીધી તેં ઘેલી ઘેલડા—તારા૦

**કુંચનીઓ**— ૧૪

જળ ભરવા કેમ જાઉં, આ છેલ મને સતાવે;
એ પુંઠે પુંઠે આવે, વળી સાન કરી બોલાવે—આ છેલ.
મારગડો રોકી ઉભોરે, છણકો નવ ગણકારે;
છેડ નઠારી કરે એ છકેલો, નિર્લજ નેણ નચાવે—આ છેલ.
તરછોડી આગળ ચાલું, ત્યાં વેધક વેણુ વગાડે;
રીસ કરૂં પણ હસી જવાયે, મનહર મન લલચાવે—આ છેલ.

**સખીઓ**— ૧૫

પળમાં ચાલી જશે જીંદગાની;
સમજી લે પામર પ્રાણી —પળમાં.
માતતાત ને ભ્રાતનાર સુત, સ્વારથ પ્રીતિ લાગી;
અંત સમય કોઇ સંગ ન આવે, સહુ દેશે સળગાવી—પળમાં.
બાળપણું ગયું ગઇ જુવાની, હવે વૃદ્ધ વય આવી;
રામ નામનું રટણ કર પ્રીતે, છોડ બધી પતરાજી—પળમાં.

——:o:——

## અંક ૨ જો.



બાળાઓ— ૧૬

વ્હાલો શીયળ ધર્મ સાચવોરે બ્હેન;
એજ ધર્મ આપણા ઉદ્ધારનોરે બ્હેન—વ્હાલો.

મોંઘો માનવ દેહ આવીયોરે બ્હેન;
સત્ય નીતિ ધર્મથી અજવાળજોરે બ્હેન—વ્હાલો.

સતીનો મહિમા શ્રેષ્ટ છે, દેવ અસુર પણ ગાય;
સતી પતિ પદ સેવે સદા, કષ્ટ ન પામે કદાય.
પતિવ્રત હીરો જાળવે, ગૃહલક્ષ્મી ગુણવાન;
સંતતી સારી પામતી, પ્રભુને એ પ્રિય પ્રાણ.

નારી તણા ધર્મ સહુ જાણજોરે બ્હેન,
પાળીને ઉભય કુળ તારજો રે બ્હેન;
એજ ધર્મ આપણા ઉદ્ધારનો રે બ્હેન—વ્હાલો.

બાળાઓ— ૧૭

હિંદભૂમિ છે માત અમારી, પ્રભુ અમારો તાત;
માનવજાત વસે આલમતે, બધા અમારા ભ્રાત.
પ્રજા અને રાજા છે બન્ને, એક એકના દાસ;
ધર્મ ભૂલે રાજા રૈયત તો, નક્કી થાય વિનાશ.
જૂલમ તો ઝાઝા દિવસ, સાંખી પ્રભુ શકતો નથી;
અન્યાયથી જે રાજ્ય કરતો, રાય એ ટકતો નથી.
માની પ્રજાને તુચ્છ જે, નૃપ ગર્વથી ફુલાય છે,
તે જાણતો નથી ઝાઝી કીડી, સાપ તાણી જાય છે.
આંખ ઉઘાડી જુઓ બાદશાહ! કોણ રંક ને રાય;
માટીની કાયા છે સહુની, માટીમાંજ સમાય.

બાળાઓ— ૧૮

તમારૂં તમને મુબારક, અમારૂં અમને સારૂ છે;
જેવું હોય તેવું પણ અમારૂં તમથી પ્યારૂં છે—તમારૂં૦

મીઠા જળની માછલી, ખારા જળમાં જાય મરી;
સાગર જીવ જીવે સાગરે, ભલે નીર ખારૂં છે—તમારૂં૦

દીપક તેજ અધિક સૂરજથી, પતંગની નજરે;
સૂરજથી ન રીઝે એ, ભલે દીપમાં બળનારૂં છે—તમારૂં૦

દેશ અમારો ધર્મ અમારો, જે જે અમારૂં છે;
અમારૂં એટલું અમને વ્હાલું, બીજું અકારૂં છે—તમારૂં૦

૧૯

સખીઓ—બોલ બોલ સખી શાણી શાને રીસાણી ?
નારે.બોલો તો સમ મારાજી.
કહે વાલમના સંગ કેમ કર્યું દિલ ભંગ,
શાને કોપ્યાં રઢીઆળાંજી.
વ્હાલે કંઇ આપ્યું વ્હાલી, કે શું ફોસલાવી ખાલી;
પ્રથમ મીલનમાં ઠગાયાંજી.

૨૦

સખીઓ—અમે તો લગ્ન કરશું ત્યારે,
લગ્નતણા સહુ મર્મ અમે સમજી લેશું જ્યારે-અમે.
માત પત્નીને ગૃહસ્થાશ્રમનું જ્ઞાન થશે ત્યારે,
ભવસાથીને અંતર ધરશું મન મળશે જ્યારે-અમે.

૨૧

સુરંગી—અમે તો પ્રેમનો પોષાક પહેર્યો રે પ્યારો.
સાંકળ સ્નેહની કંઠે ધારી પ્રીતિનાં પટકુળ,
નેહ તણી આ નથની પહેરી, એ શણગાર અમૂલ;
કદીએ કરીએ નવ ન્યારો—અમે.
પ્રેમ અમારો પરમેશ્વર, ને પ્રેમ અમારો નાથ;
અંતર નહિ પીયુ પીયા પ્રેમમાં, પ્રેમ નાવમાં સાથ;
તરીશું આ ભવજળ ખારો—અમે.

સુરંગી—

૨૨

ધીમે ધીમે ચાલ, ચાંદલીઆ ધીમે ધીમે;
લંબાવજે આ માઝમ રાત, શીતળીઆ ધીમે ધીમે.
દિન ઘણે રે આવીયા, કંથ વિદેશી ઘેર;
અમૃત ઘડી વધારજે, જોજે કરતો ઝેર.
વધુ શું કહું મુખે વાત, વીરલીયા ધીમે ધીમે.

ચંદ્રબા— ૨૩

પ્રાણ ઝુલે હીંડોળે પ્રાણ ઝુલે ઝુલે
પ્યારી હેતે ઝુલાવી અંગ ફુલેરે—પ્રાણ૰
ભાલ ચંદન લેપ કરેલ, અંગ લગાવેલ અત્તર ફુલેલ;
મનડાં ખરીદે અમૂલે રે—પ્રાણ૰
મંદ હાસ્ય મુખ મધુર, લોચનીયાં મદથી ભરપૂર;
ભોળી ભામિની ભાન ભૂલે રે—પ્રાણ૰

ચંદ્રબા— ૨૪

પ્યાલા પીયો પીયો પ્રેમનાં રંગીલા પ્યાલા રે,
સ્વાદે મીઠા મીઠા, એ સ્વાદે મીઠા મીઠા;
લાગશે નણંદ વીરા વ્હાલા રે—પ્યાલા૰
દ્રાક્ષ મીઠીનો અર્ક ઉતાર્યો, પ્રીતિ રસે મેળવ્યો;
જુગતે જતને રંગ બેઠો મજાનો
એ રંગ બેઠો મજાનો;
પ્યારી તણા દિલનો, ચાખો લહેરી લાલારે—પ્યાલા૰

વહારણો— ૨૫

ધૂમજો જંગમાં મત્તવાલા, ભવાની જય બોલીરે બળવાળા–ધૂમજો.
વીર હાકથી ધરણી ધ્રૂજાવો અરીદળ થથરાવો,
ભાલાં બરછી અસીકર ધરીને, દુશ્મન સંહારો;
આશીષ એ અમારીરે ઝટ ફળજો,
વિજય કરી વરજો જયમાળા—ધૂમજો.

૨૬

ચંદ્રબા—મન મારૂં લલચાવે આતો,
વૈભવ કેવા વિલાસ કેવા—મન મારૂં૰
એક એકથી અધિક શણગારે,
ઈંદ્ર ભુવનની અપ્સરા જાણે;
સ્વર્ગનાં સુખ બેગમ સહુ માણે,
મોહ અતિ ઉપજાવે આતો—મન મારૂં૰

ચંપા— ૨૭

છે નાર કુલટાનો ક્યાંહી ન છુટકારો,
આવી મતિ શું નીચ ધારો, વિસારો (૨)
ક્યાંહી ન છુટકારો—છે નાર.

ભૂલી જે ભરથારને, પરનરને ચાહયે,
સુખ સંતતી ધન ખોઇને, નરકે એ જાયે;
શાને બગાડો જન્મારો સુધારો સુધારો—ક્યાંહી.
જે ઘરમાંહી હોય છે, પતિપત્ની ને પ્રેમ,
વધતી લક્ષ્મી પળપળે, થાય કુશળને ક્ષેમ;
આવ્યો માનવ દેહ સારો, વિચારો વિચારો—ક્યાંહી.

——:૦:——

## અંક ૩ જો.

નટલોકો— ૨૮

આવો ખેલ જુઓ નટરાજતણા,
કંઇ મહેનતમાં નથી રાખી મણા;
રીઝવીયા અમે તો ભૂપાળ ઘણા—આવો.
હું ખરો ખેલાડી બચ્ચો, સચ્ચોરે ભાઇ સચ્ચો,
આંખ બાંધી દોર સાંધી નવાં રૂપ ધારી;
ટાળી દઇએ ભ્રમણા—આવો.

૨૯

પાર્વતી—વ્હેલા આવજો વાલીડા, વ્હેલા આવજોજી;
રૂડા કહાવજો સંદેશા, રૂડા કહાવજોજી.
ઢાકાની ઝીણી મલમલ, દેશી રંગે રંગાવજોજી;
ચમકંતી તારા ટીપકી, ટંકાવજોજી;
ચુડી હાથીદંત તણી કોરાવજોજી;
કીનખાબ ચોળીયે ઘુઘરીયો મૂકાવજોજી;
માગ્યું લાવીને રંગીલા રીઝાવજોજી—વ્હેલા૦

૩૦

પાર્વતી— મારા વ્હાલા પિતાએ
મનમાન્યો સ્વામી શોધાવીઓ,
મારી વ્હાલી માતાએ
ગુણવંત કંથ વધાવીઓ—મારા૦
મારો સસરો છે સારો
કીમતી ઘરેણાં લાવીઓ,
આવો કંથ કોડીલો રૂપાળો
મારે મન ભાવીઓ—મારા૦

પાર્વતી, ધનેશ્વર, કામેશ્વર, નર્મદા, રમતારામ, શંકર, વગેરે.

૩૧

અરે હાં થયો છે આપણો ઉદ્ધાર જય જયકાર,
આવો સૌ ધુમ મચાવો—અરે હાં૦

જીત્યો જમાઇ આપો વધાઇ જગમાં, નભમાં,
દશ દીશ યશ મોકલાવ
હરવ્યો બંદાએ શ્વસુર કંગાલ
મળીઓ જમાઇ જમ સમ કાળ
સહુ મળીને ગાઓ બજાઓ રંગ જમાઓ
લહેર ઉડાવો હાંહાંરે નાચો નાચો નાચો—અરે હાં૦

૩૨

ચંદ્રબા—હાંરે થઇ આ શી ગતિ મારી
કેવી આ છાઇ અંધારી—હાંરે૦
વૈભવ જોઇ મોહી સુખ લેવા આવી,
પટરાણી માન ગયું લુંડી બનાવી
ભોગવું લાચારી—હાંરે૦

ચંદ્રબા—

૩૩

હલકીનાર જોરે તું, ઉતારૂં તોર તારો હું;
ડુબાવ્યું તેં કુળનું નામ, જીવે શું મરી જાતું.

મદમાં અંધ બનીને તેંતો, કાળો કેર ઘણો વર્તાવ્યો;
શાહ ભલા ઉંચા મનનાને, પરવશ કરી તેં બહુ નચાવ્યો.

અબળાના વ્રત ભંગ કરાવ્યાં
જાત ભાઇના લોહી રેડાવ્યાં
કાળમુખી છે તુજને થુ, લાખવાર છે થુ થુ થુ.

સુભદ્રા— ૩૪

વચન આપ પાળજો, નીતિને સંભાળજો—વચન૦
મંદિર આશ્રમ આવીયા, પીધા સાકર નીર;
સિક્કો દઇ બેટી કહી, ભૂલ્યા શું ભડવીર!
લેખ આ નીહાળજો—વચન૦

* * * *

અશુભ પગલાંની ઠરી, ભરમાયા શિરતાજ;
તર્કટ જોષીએ કર્યું, પૂછી જુઓ મહારાજ,
વ્હેમ સહુ એ ટાળજો—વચન૦

સર્વે— ૩૫

રામ રહીમ ભજો મુસ્લીમ, હિન્દુભાઇઓ મળીને પ્રેમથી,
નામ જૂદાં પણ ઇશ્વર એક છે, ભેદ ટાળો મનથી—રામ.
એકજ તાતનાં બાળક આપણુ, માતૃભૂમિ ભારતી;
સંપથી સેવીએ ધનધાન સુખ, આરોગ્ય વિજય,
રામ આપો રહેમથી—રામ.

